બુક નં. ૧૭ તા. ૫-૭-૨૦.

"ગરીબ ખોજાઓના બચાઓને નીભા-
વવા અને કેલવણી આપવાનો
સમજુનો પોકાર."

"ઇસમાયલી અમલદારો પોતે ફરમા-
નનો કેવો અમલ કરે છે, અને ભાઇઓને
કેવો બોધ કરે છે."

# તેનો હેવાલ.

કિંમત એક આનો.

ઇસમાઈલી અમલદારોના આપખુદીના કારભારની
બુકો નંબર (૧) થી (૧૬) કિંમત રૂ. ૧।~
એક રૂપીયો પાંચ આના.

શક—રહેમતુલા ઈસમાઈલ ત્રીજોરીવાળા, [૧૦૩૨×૭૬.]
ણું—ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઈ.
ટર—શા. મગનલાલ જગજીવનદાસ.
કાણું—શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.

# જોખમવારી જગા ઉપર તાળાં વાપર-નારને યાદી.





રહેમતુલાના નવી શોધના મજબુત ચોર પકડવાના પેટંટ તાળાંઓ.

રહેમતુલાના પેટંટ તાળાં ધણીની ગેર-હાજરીમાં બીજો ખોલે તો ધણીને ખબર પડે છે. યાને ચોરી પકડાય છે.

ખરી ચાવી ખોવાઇ જાય તોપણ ધણીને ધાસ્તી રહેતી નથી. પાછળથી ધણીને એકજ ચાવી વાપરવી પડે છે. તે ઉપરાંત પેટંટ તાળાની તોડવાની ગેરંટી.

વધુ ખુલાસા માટે પેટંટ ત્રીજોરી, તાળાં, અને કળોના ભાવનું કેટલોક મંગાવો.

**રહેમતુલા ઇસ્માઇલ ત્રીજોરીવાળા,**

ઠે૦ ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.

ઇસમાઇલી અમલદારો ગરીબ ખોજાઓના બચ્ચાંઓને ખોરાકી, પોશાકો, પુરી પાડીને કેળવણી આપવા સારૂ ઑર્ફનેજોને મદદ કરવી જોઇએ, તેનો પોકાર કરે છે, તેનો ઉતારો હું નીચે આપું છું:—

"ઈસમાઇલી આફતાબ" પુસ્તક ૧ લું અંક ૪થો. પાનું (૨૧૦).

## ઇસમાઇલી ગૃહસ્થોને અપીલ!

"નામદાર સાહેબ!

કાઠીયાવાડની આપણી ખોજા ઈસમાઇલી કોમની કેળવણી સંબંધી પછાત સ્થિતિને લઇને સ્થળે સ્થળે કોમ ઉપયોગી કેળવણીની સંસ્થાઓ ખોલવાની ખાસ જરૂરીયાત હોવાથી આવી કોમોપયોગી અને આપણી કોમનાં ગરીબ, નિરાધાર, અને યતિમ આઠ બાળકોને આંહીની ફ્રી બોર્ડીંગમાં દાખલ કરવામાં આવ્યા છે. તેઓને ખોરાકી, કપડાં, પુસ્તકો અને દરેકે દરેક જાતનું ખર્ચ પુરૂં પાડવામાં આવે છે. સદરહુ સંસ્થાની ઉન્નતીનો આધાર કોમના સખી અને ગૃહસ્થ વર્ગની સખાવતને અવલંબી રહેલો છે. આપ નામદાર જેવા પરોપકારી સદગૃહસ્થ આપને બની શક્તિ મદદ આ સંસ્થાને આપવા તથા આપના સ્નેહી અને પરિચિત

વર્ગ તરફથી યોગ્ય ઉત્તેજન અને મદદ મોકલી આપી આવા કોમોપયોગી કેળવણીની સંસ્થાને ઉત્તેજન અને મદદ આપી ઉપકારી કરશો."

લી૦ જ્ઞાતિ સેવક,

ઝીણા જીવા ચેરમેન.

વકીલ સ્યામજી સવજી નિરાની, ઓ. સે.

ઈસમાઈલી વિદ્યોત્તેજક મંડળ—પોરબંદર.

ઈસમાઈલી અમલદાર ઉપરનો લેખ લખનાર વકીલ સાહેબને હું માનપૂર્વક અરજ કરૂં છું જે, આપણી કોમમાં લગન અને મરણ વખતે જે "દાદ" જમાત લીયે છે, તે "દાદ" જમાતના ચોપડામાં નોંધાય છે, તેમાં ત્રણ જાતનો કર લેવાય છે. "એક મુરશીદનો હક્ક." "બીજો જમાતનો હક્ક." અને "ત્રીજો ગરીબોનો હક્ક." તેનો હીસાબ કરવા જાશો તો, લાખો નહીં પણ કરોડો રૂપીયા સુધીનો હીસાબ જાશે. ઉપરના પૈસા ગરીબ ખોજાઓના બચ્ચાંઓને નીભાવવાને અને કેળવણી આપવાને શું કારણથી ઉપયોગમાં નથી લેતા, અને કોમ પાસે મદદ માંગવાને ઉપરના લેખ લખો છો? અગર જો ઉપરના પૈસા ગરીબોના હીત ખાતર વાપરતા ઉપરાંત, ઘટતા હોય તો, ઉપર પ્રમાણે લેખ લખીને કોમ પાસેથી મદદ માંગી વાજબી કહેવાય.

પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે ઈસમાઇલી અમલદારો કોમ પાસેથી મરણ અને લગન વખતે, ગરીબો અને નાતના હીત વાસ્તે જે કર લીયે છે, તે પૈસા ઇસમાઇલી અમલદારો શેમાં વાપરે છે? તેનો આવક જાવકનો હીસાબ પણ આજ દીવસ સુધી ઇસિમાઈલી અમલદારોએ બહાર પાડયો નથી. તે પૈસા કયાં જાય છે? અને તેનું શું થાય છે? તેનો હીસાબ તો કોઈ ઇસિમાઈલી અમલદારોને પુછતા નથી. અને ઉપર પ્રમાણે લેખ લખીને ગરીબોને વાસ્તે મદદ આપવાની પોકાર કરો છો. તેની કહેવત હું નીચે આપું છું:-

કહેવતઃ—"જંગલમાં મૃગ જનાવર હોય છે, તેને કસ્તુરીની વાસ આવે છે, તેથી કસ્તુરી શોધવાને જંગલે જંગલ ભટકે છે, પરંતુ કયાંએ તેને કસ્તુરી મલતી નથી. અને કસ્તુરીની વાસ આવ્યા કરે છે. પરંતુ તે જાનવરને ખબર નથી, કે કુદરતે કસ્તુરી તેના પોતામાંજ પેદા કીધેલી છે, પરંતુ વગર સમજણે કસ્તુરી ગોતવા જંગલે જંગલ ભટકે છે."

તેજ પ્રમાણે આપણી કોમના ગરીબ બચ્ચાઓને કેળવણી અને નીભાવવા વાસ્તે પૈસાની મદદની પોકાર કરો છો. પરંતુ ઉપરના "મૃગ" પ્રમાણે ગરીબોને નીભાવવા વાસ્તે પૈસા ઈસમાઇલી અમલદારો પાસેજ છે. તેની ખાત્રી

કરવી હોય તો, સંવત ૧૯૪૦ ની અગાઉના "જમાતના ચોપડા" તપાસશો, જેથી તમોને ખાત્રી થાશે. પરંતુ મારે ફરીથી આપને યાદ દેવું પડે છે કે, આપણી કોમમાં ગરીબોના વાસ્તે જે પોકાર કરે છે, તે ઉપરના "મૃગની" માફક શોધ કરે છે. પરંતુ વડાઓએ ગરીબોના હીત વાસ્તે, લગન અને મરણ માથે "કર" નાખીને ખાતા જુદા પાડયા છે, તે પૈસાનો ઉપયોગ નહીં કરતાં મદદને વાસ્તે બહાર પોકાર કરો છો. અગર જો આપણી કોમમાં લગન અને મરણ વખતે જે કર લેવામાં આવે છે, તે કરની એટલી બધી આવક છે કે, ગરીબો તો શું પરંતુ આખી કોમના બચાંઓને ઉંચામાં ઉંચી કેળવણી આપવામાં ખરચો તો પણ ખુટે તેમ નથી. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, આપણી કોમમાં લગન અને મરણનો જે "કર" લીયે છે, તેનો હીસાબ પુછવાને કોઈ બહાર પડતું નથી. અગર કોઈ હીંમત કરીને બહાર પડે તો, ઉપર પ્રમાણે આખી કોમને કેળવણી આપવા ઉપરાંત ફાજલ બીજી રકમ રીયે, તે ઉપરાંત કોમના ભલા વાસ્તેબી ઉપયોગ કરી શકો. જેથી હું ફરીથી યાદ આપું છું કે કોમનું ભલું કરવું હોય તો ઉપરનો હીસાબ લેવાને બહાર પડો.

કાઠીયાવાડના વકીલ સાહેબ હસિમાઇલી અમલદારોને સુચના કરે છે, તેનો ઉતારો હું નીચે આપું છું.

## "ઈસમાઇલી આફતાબનો ઉતારો."

પુસ્તક ૧લું અંક ૪થો. પાનું (૧૮૪)

લેખક—રા. વકીલ સ્યામજી સવજી વિરાની.

વકીલ ભાવનગર અને પોરબંદર સ્ટેટ.

"આપણા કાઠીયાવાડી ભાઇઓની દરેક વિષયમાં પછાંત સ્થિતિ છે, એ બીના સર્વ દિશામાં સ્વીકારાએલી છે, ફક્ત કેળવણીજ નહી પણ વ્યાપાર, ઉદ્યોગ, હુન્નર, ધાર્મીક રીત રીવાજો ધર્મના સ્વતંત્રતા વીગેરેમાં આપણા ભાઇઓ, અન્યત્ર વસતા કોમી બંન્ધુઓથી તદન પછાત સ્થિતિમાં છે.

કોમના અગ્રેસરો આપણા પૂજ્ય હાઝર ઈમામની મુબારક પધરામણીના પ્રસંગના સ્મારક તરીકે કોમની ઉન્નતી તરફ લક્ષ ખેંચશે તો અતિ દ્રઢ અને લાભ પ્રદ પરિણામ તેઓ ટુંક સમયમાં જોઈ શકશે.

હાઝર ઇમામની પધરામણીની ખુશાલીમાં કોમના આગેવાન વર્ગે સ્થળે સ્થળે સ્કુલો, લાઇબ્રેરીઓ, કન્યાશાળાઓ અને ખરેખરી ઇસમાઇલી ઓર્ગેનેજો તેમજ કોમની વિદ્યા વિષયક પ્રગતિને લગતી સંસ્થાઓની સ્થાપના કરવી જોઇએ છીએ. દરેક કૌન્સીલ અને દરેક જમાતના અગ્રેસરોએ લક્ષ

ઉપર રહેવું જોઇએ કે કોમની કેળવણી માટે તેમજ કન્
કેળવણી માટે દરેક ગામે ફંડ ઉભું કરી તેવી સંસ્થાએ
સ્થાપન કરવી જોઈએ. જો આગેવાનો આ સવાલ દરે
સ્થળે ઉંચકી લેશે.

આપણા હાજર ઈમામને સંતોષ થાય અને આપાં
ફરમાન બરદાર સેવકો કહેવાઈએ."

ઉપરના લેખ ઉપરથી વકીલ સાહેબને સવાલ પુછવાન
રજા લઉં છું. તમો લખો છો કે "આપણી કોમ ધર્મમ
પછાત છે." આ જગાએ હું વકીલ સાહેબનું ધ્યાન ખેંચુ
છું કે, અગર જો આપણી કોમના ઇસમાઇલી અમલદારે
અને મીશનરીઓ ખરેખરો આપણો ધર્મ જાણતા હોત તે
આપણી કોમ આટલી બધી પછાત રહેતજ નહીં. કારણ
કોમને સુધારવા વાસ્તે તો, કોમ માથે પહેલેથીજ લગ
અને મરણ માથે "કર" નાખેલા છે. તે હું ઉપર આપ
ગયો છું. તે ઉપરાંત લગન, માંડવો, અને નીખા વખત
નાતને સાકર અને ખારકની ત્રણ લાણુ આપતા હતા, ત
નાતની લાણ નહીં આપતાં, તેની અમુક કીમત ઠેરાવી, લગ
કરનાર પાસેથી પૈસા ગરીબોના લાભ વાસ્તે લીયે છે. ત
ઉપરાંત મરણ પાછળ પકાવેલા અનાજની "જમાતખાનામાં
ધુઆ આવે છે. તે અગાઉ ગરીબોને અને બચ્ચાઓને વાટ

આપતા હતા, તે ગરીબોને નહીં આપતાં તેના લાભ વાસ્તે નાંદી કરીને, યાને લીલાંઉ કરીને પૈસા ભેગા કરે છે.

ઉપરના બધા પૈસા ગરીબોને અને કોમના ઉપયોગમાંજ લેવાના છે. પરંતુ મારે દીલગીરી સાથે અહીંયા યાદ આપવું પડે છે કે, ઇસમાઇલી અમલદારો અને મીશનરીઓને કોઇ આજ દીવસ સુધી બહાર પુછવાવાળો નીકળ્યોજ નથી કે, ઉપરના ગરીબોના પૈસા શું ઉપયોગમાં લીયો છો? તેનો હીસાબ બહાર પાડયા વગર વારસ કાસમભાઈ ઇસમાઇલ ગુજરી ગયા, અને તે હીસાબ તેના પાસેજ રહ્યો. ઇસમાઇલી અમલદારો આપણા ધર્મ વિરૂદ્ધ કામ કરે છે, તે અહીંયાં નીચે આપવાની મને ફરજ પડી છે.

વારસ કાસમભાઈ પાસે એક ગરીબની ફરીઆદ આવી કે, મારો સસરો મને લગન આપતો નથી. વારસ કાસમભાઇએ તેનો ઇન્સાફ કીધો કે, "તારે કન્યાને લખી દેવી પડશે." અને તેના બદલામાં તને ત્રણુસો રૂપીયા મલશે, "અગર નહીં લખી આપીશ, તો તને નાતબહાર કરવામાં આવશે, અને તારા ત્રણુસો રૂપીયા પણ જાશે."

ઉપરનો ડર બતાવ્યો તેથી ગરીબ ઇસમાઈલી ભાઇએ પોતાની કન્યા લખી આપી.

વારસ કાસમભાઇએ પોતાની બાયડીને કાઢી મૂકેલી હતી, તેથી તે કન્યાને, વારસ કાસમભાઈ તરત પોતેજ પરણ્યા.

આ જગાએ હું વકીલ સાહેબનું ધ્યાન ખેંચું છું કે, વારસ કાસમભાઈ પાસે ફરીઆદી આવી, તે ફરીઆદીનો કેવો ઇન્સાફ આપ્યો? ધર્મની રીત પ્રમાણે આપ્યો કે દુનીઆની રીત પ્રમાણે ઇન્સાફ આપ્યો?

અગર જો ઈસમાઇલી અમલદારો આપણો ધર્મ પુરેપુરો સમજતા હોત તો, ઉપર પ્રમાણે ઇન્સાફ કરતેજ નહીં.

આ જગાએ હું ફરીથી વકીલ સાહેબનું ધ્યાન ખેંચું છું કે ઇસમાઇલી અમલદારો અને મીશનરીઓ પોતે ધર્મ જાણતા નથી, તો પછી આપણી કોમના ભાઇઓ ધર્મમાં પછાત હોય, તેમાં નવાઈ શું? કારણ કે કુવામાં હોય તો, અવેડામાં આવે. પરંતુ કુવામાંજ ન હોય તો, અવેડામાં કયાંથી આવે?

ઈસમાઇલી અમલદારોએ ફક્ત એકજ ધર્મ અખત્યાર કરેલો છે. તે એ કે અમે ગમે એવી રીત વાપરીને કોમ પાસેથી પૈસા કઢાવવા, એટલે સુધી કે, ધર્મને નામે લગન અને મરણ અટકાવીને પૈસા કઢાવે છે. આનો ખુલેખુલો દાખલો, ઈસમાઇલી અમલદારોએ આપખુદીથી "ઈસમાઇલી કાયદા" ઘડીને બહાર પાડયા છે, તેમાં આપણા ધર્મ વિરૂદ્ધ અને આપણા હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ કાયદાની કલમો નાખેલી છે, તે કાયદા તમોએ ન વાંચ્યા હોય તો, ધ્યાન દઇને વાંચશો, જેથી તમને ખુલેખુલ્લુ

દેખાઇ આવશે કે, ઇસમાઇલી અમલદારો કોમનું ભલું કર-નાર છે કે, આપખુદીથી નીચોવનાર છે. તે ઉપરાંત અગા-ઉના વારસ હબીબભાઈએ આપણી કોમ માથે આપખુદીથી કેવો કેર વરતાવીને પૈસા કઢાવતો હતો, તેની આપણા હાજર ઈમામને ખબર પડી, તેથી તેનો બદલો તો, તેને મલ્યો. યાને વારસના હુદ્દામાંથી બાતલ થયો.

હબીબભાઈના કામની મેં બુક છપાવી છે કે, "વારસ કાસમભાઈએ કોમ માથે નાખેલા કર, અને વારસ હબીબ ભાઈએ કોમ માથે વરતાવેલો કેર."

તમોને બુક નંબર (૪) અને (૫) મોકલી છે, તે વાંચશો, જેથી તમોને વધુ ખાત્રી થાશે કે, આપણા ઈસમાઇલી અમલદારો કેવો ધર્મ જાણે છે.

અગર ઈસમાઈલી અમલદારો કોમને કેળવણી આપવા માંગતા હોય તો, ફંડ ભેગું કરવાની જરૂરજ નથી. કારણ કે ગરીબોના લાભ વાસ્તે અને કોમના લાભ વાસ્તે દરેક ગામની જમાતમાં પેદાશ ચાલુજ છે. તે પેદાસમાંથી ઘટે ત્યારેજ ફાળો કરવાને બહાર નીકળવું જોઇએ. પરંતુ મારે અહીંયા તમોને યાદ આંપવું પડે છે કે ઈસમાઇલી અમલદારો કોમને સુધારવા વાસ્તે, યાને ઉંચી કેળવણી આપવા વાસ્તે આશા રાખવી ફોકટ છે. કારણ કે ઇસમાઇલી અમલદારોએ કોમને હેરાન અને પાયમાલ કરીને પૈસા કઢાવવા સારૂ આપખુદીથી

ઇસમાઇલી કાયદા ઘડી કાઢયા છે, તે કાયદામાં એમ ઠસાવી દીધું છે કે, "આપણા હાજરઇમામે મંજુર કીધેલા કાયદા."

તેનું ભોપાળું જયારે આપણી કોમ માથે ચાર હુદ્દા ધરાવનાર અગાઉનો વારસ ડાહ્યાભાઇ વેલજીએ મારા માથે "અહમદનગરની કોર્ટમાં" બદનક્ષીનો કેસ માંડયો, તે વખતે જુબાની આપી કે, "ઇસમાઇલી કાયદા અમે ઘડયા છે, અને નામદાર આગાખાન પાસે મોકલવાની જરૂર હતી નહીં, તેથી મોકલ્યા નથી." અને "ઇસમાઇલી કાયદાની બુકમાં" કોમને હેરાન અને પાયમાલ કરીને નીચોવવા વાસ્તે એમ છાપેલું છે કેઃ—

**"આપણા હાજર ઇમામે મંજુર કીધેલા કાયદા."**

આ જગાએ હું વકીલ સાહેબનું ધ્યાન ખેંચું છું કે જયારે કોમને હેરાન કરવા વાસ્તે, "આપણા હાજર ઈમામના મંજુર કીધેલા કાયદા." એવો બોલ ઠસાવીને દરેક ગામની "ઈસમાઈલી કૌન્સીલો," કોમને હેરાન કરી રહી છે. તેની મેં અરજીઓ પણ કરી ચુકો છું. તેનો કોઇ પણ ઈસમાઇલી અમલદારે ખુલાસો આપ્યો નથી.

જયારે આપખુદીથી આપણા હાજર ઇમામના નામે કોમને હેરાન અને પાયમાલ કરી રહ્યા છે, ત્યારે તેજ

અમલદારો આપણી કોમને કેળવણી આપવાની કોશીશ કરે ખરા કે?

અગર જો તમારે આપણી કોમને કેળવણી આપવાની અને ખરે રસ્તે દોરવવાની ઈચ્છા હોય તો, ઉપરના ગરીબોના અને નાતના હીતના, જે પૈસા લેવાય છે, તે પૈસા ઇસમાઇલી અમલદારોના કબજામાંજ છે. તેનો હીસાબ લેવાને હીંમત કરીને બહાર પડો? તેમાં જોતી તન, મન, અને ધનની મદદ આપવાને હું તૈયાર છું.

જ્યાં સુધી હીમત કરીને ઈસામાઈલી અમલદારો પાસેથી ઉપરના હક્કનો હીસાબ લેવાને બહાર નહીં પડશો, ત્યાં સુધી કોમનું ભલું કરી શકશો નહીં, અને પોકાર કર્યાજ કરશો, અને પોકાર કરવાથી કાંઇ વરશે પણ નહીં.

ઈસમાઈલી અમલદારો આપણા હાજર ઇમામનો કેવો ફરમાન પાળે છે, તેનો હેવાલ નીચે વાંચશો.

## હાજર ઇમામનો ફરમાન ઇસમાઇલી અમલદારો કેવો પાળે છે.

ઈસમાઈલી અમલદારો પોતે આપણા હાજર ઈમામનો ફરમાનનો બીલકુલ અમલ કરતા નથી, અને બીજા ભાઈઓને બોધ કરે છે, તેનો ઉતારો હું નીચે આપું છું:—

"ઇસમાઈલી આફતાબ" પુસ્તક ૧ લું અંક ૪ થો,

પાનુ ૧૮૨ નો ઉતારો.

## હમણાંજ પ્રતિજ્ઞા લો.

"આપણા પાક હાજર ઈમામ સર સુલતાન મહમદશાહ ઇસમાઇલી કોમના પિતા તરીકે પોતાના મુરીદોની દીનીવ દુન્યવી બહેતરી માટે અથાગ કાળજી રાખે છે અને તેમના મુરીદો ગણુવાને મગરૂરી લેતો દરેક ચુસ્ત મુરીદ તેમના ફરમાનને ફરમાને ઈલાહી માફક સમજી તેપર દીલોજાનથી અમલ કરે છે. હાજર ઈમામના ફરમાનપર પોતાની જાનો માલો ઓલાદો કુરબાન કરવી એ ઇસ્માઇલી દીનનો મુદ્રા લેખ હોવાથી પોતાની બહેતરી માટેના આ પાક ફરમાનપર કયો અભાગી મુરીદ અમલ કરતાં અચકાશે? અને તેથી આશા છે કે આ ફરમાન વાંચનાર જો તેમનો ચુસ્ત અને ખરો મુરીદ હશે તો તે ફરમાનપર અમલ કરવાને તુરતજ સખ્ત પ્રતિજ્ઞા લેશે.

લી૦

મુખી લાલજીભાઇ દેવરાજ.

મુખી લાલજીભાઇ દેવરાજે કોમને આપણા હાજર ઈમામના ફરમાનને અમલમાં મુકવા સારૂ સારામાં સારી

બોધ કીધી છે, તેના વાસ્તે હું તેને ધન્યવાદ આપું છું. અને પુછવાની રજા લઉં છું કે છેલ્લી વખતે આપણા હાજર ઈમામ હીંદમાં પધાર્યા હતા, તે વખતે "મુંબઈના મોટાં જમાતખાનામાં" કૌન્સીલમાં ફરમાન ફરમાવ્યું કે પુનામાં મજલસ ભરવી નહિ. કારણ કે બાલ બચ્ચાં સરવે દુઃખી થાય છે, અને હજારો રૂપીયા ગાડી ભાડાના દેવા પડે છે. તેથી પુનાની મીજલસ બંધ કરો?

મુખી લાલજીભાઈ દેવરાજને પુછવાની રજા લઉં છું જે, ઉપરનું ફરમાન આપણા હાજર ઇમામનો અમલમાં મુકવાનો શું કામ કોશીશ નહીં કીધી? અને આપણા હાજર ઇમામની બેફરમાની કરીને કોમને હેરાન અને પાયમાલ કરનાર બેફરમાન અગાઉનો વારસ ડાહ્યાભાઇ વેલજી અને ઇસમાઈલી કૌન્સીલને અટકાવવાને બદલે પુનામાં મજલસો ભરવાને શું કામ ઉત્તેજન આપ્યું? અને તમો પોતે પણ બેફરમાની કરનારને મદદ દેવામાં શું કામ સામેલ થયા? તેનું કારણ પણ કોમની જાણ વાસ્તે બહાર પાડશો.

## જાહેરીમાં બેફરમાની કરનાર મીશનરી અને પુનાની ઈસમાઈલી કૌન્સીલ.

મુખી લાલજીભાઇ દેવરાજને પુછવાની હું રજા લઉં છું કે "પુનામાં મજલસ શરૂ થઈ, તે વખતે હું પોતે

પણ હાજર હતો." આપણા હાજર ઈમામે જાહેર પુનાની મીજલસમાં ફરમાન ફરમાવ્યું કે, "પુનામાં મજલસ કરવાથી બાઇઓ, ભાઇઓ અને બચ્ચાઓ સરવે દુઃખી થાય છે, તેથી આ મીજલસને મુંબઇમાં "હશના બાગ"માં કરો. અને જે બહાર ગામથી મુંબઈમાં મજલસમાં આવે, તેને ફંડમાંથી ખવરાવજો, અને મુંબઇના માણસો ઘરેથી ખાઇને મજલસમાં આવે."

ઉપરનું ફરમાન ફરમાવીને આપણા હાજર ઈમામ સધાવી ગયા. તેજ વખતે મોટો મીશનરી ઉભો થઇને, "આપણાં હાજર ઈમામના" ફરમાન વિરૂદ્ધ વાએજ કીધું કે "આ મીજલસને તો આપણે અહીંયાજ રાખશું. અને મુંબઈમાં મીજલસ કરવી હોય તો, બીજો ફાળો કરે."

આ જગાએ હું મુખી લાલજીભાઇ દેવરાજને પુછવાની રજા લઉં છું જે, આને ધર્મનો બોધ દેનાર મીશનરી કહેશો કે, કોમને ઉંધે રસ્તે દોરવનાર, "શૈતાન" જેવા કામ કરનાર કહેશો? તેનો પણ ખુલાશો કોમને જાણ વાસ્તે બહાર પાડવા મહેરબાની કરશો.

## પુનાની ઈસમાઈલી કૌન્સીલે હાજર ઈમામની બે ફરમાની કરી.

પુનાની ઈસમાઈલી કૌન્સીલ અને અગાઉના વારસ ડાહ્યાભાઈ વેલજીએ બે ફરમાની કરનાર મીશનરીને ઉત્તેજન આપીને પોતે પણ બે ફરમાની કરીને મીજલસ બંધ કરવાને બદલે કોમને હેરાન અને પાયમાલ કરીને બખસામણીને આને પૈસા કઢાવવા સારૂ ત્રણ મજલસ ચાલુ કીધી. અને દશ વરસ થયાં, આપણા હાજર ઈમામની બેફરમાની કરીને, કોમને હેરાન અને પાયમાલ કરીને પૈસા કઢાવી રહ્યા હતા, તેની આપણા હાજર ઇમામને ખાત્રી થવાથી કોમ માથે રહેમ બક્ષીશ કરીને કોમને હેરાન અને પાયમાલ કરીને પૈસા કઢાવનાર પુનાના અગાઉના વારસ ડાહ્યાભાઇ વેલજી અને ઇસમાઈલી કૌન્સીલના હાથમાંથી કોમને છોડાવી. યાને આપણા હાજર ઇમામે ફરમાન ફરમાવ્યું કે હવે બીલકુલ પુનામાં મજલસ ભરવી નહીં.

આ જગાએ હું મુખી લાલજીભાઈ દેવરાજનું ધ્યાન ખેચું છું કે ઉપરનું આપણા હાજર ઇમામનું ફરમાન દશ વરસ અગાઉ થયું હતું તે છતાં કોમને હેરાન અને પાયમાલ કરવાનું ઈસમાઇલી અમલદારોએ ચાલુ રાખ્યું. તેને જાહેરીમાં શું કામ નહીં લાવ્યા? તેનો પણ ખુલાસો બહાર પાડવા મહેરબાની કરશો.

## દરખાનાના મુખી મેઘજીભાઇ મુળજી અને કામડીયા અલારખીયાભાઇ જીવરાજે બેફરમાની કીધી.

આપણા હાજર ઇમામે મુખી કામડીયાને ફરમાન ફરમાવ્યું કે "હજરત ઈમામ હુશેન અલે સલામના મહોરમના દશમાનું જમણ ફાળો કરીને હંમેશાં કરવું."

આપણા હાજર ઇમામના ફરમાન પ્રમાણે અગાઉના મુખી કામડીયા ફાળો કરીને "મહોરમના" દશમાનું જમણ હંમેશાં કરતાં હતાં, પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, ઉપરના મુખી કામડીયાને હુદ્દો મલ્યા પછી આપણા હાજર ઈમામની બે ફરમાની કરીને "મહોરમના" દશમાંનું જમણ બંધ કીધું. તે ઉપરાંત ગરીબોનો હક્ક દબાવીને ઘરે ઘર પકાવેલા અનાજની નાંદીઓ કરાવીને પૈસા ભેરા કરવા લાગ્યા છે.

ઉપરના મુખી કામડીયાએ આપણા હાજર ઇમામની બે ફરમાની કરીને મહોરમના દશમાનું જમણ બંધ કીધું. તેથી મુખી લાલજીભાઈ દેવરાજને આ જગાએ પુછવાની રજા લઉં છું કે ઉપરનું આપણા હાજર ઈમામનું ફરમાન અમલમાં મુકાવવાને કેમ બહાર નહીં પડયા? તેનો પણ ખુલાશો બહાર પાડવા મહેરબાની કરશો.

## દરખાનાના ઇસમાઇલી અમલદારો અને આપણા હાજર ઇમામનું ફરમાન.

દરખાનાના ઇસમાઇલી અમલદારોને આપણા હાજર ઇમામે ફરમાન ફરમાવ્યું કે "પંજેભાઇ કલબ ખોલો અને તેનું ભાડું હું ભેટ આપીશ."

દરખાનાના ઇસમાઇલી અમલદારો આપણા હાજર ઈમામનો ફરમાન તરત દીલોજાનથી અમલમાં મુક્યું. અને વારસીક રૂ. ૩૬૦૦ની આપણા હાજર ઈમામની ભેટ લઇને ચોપાટીની હવા ખાઇને સારી તંદુરસ્તી મેળવે છે. આ જગાએ હું ઇસમાઈલી અમલદારોનું ધ્યાન ખેંચું છું કે, જે મુરશીદની તમો ભેટ લઇને તંદુરસ્તી મેલવો છો, તેથી તમારી બુદ્ધી ભીષ્ટ થવાનો સંભવ છે. કારણ કે અગાઉના ઈસમાઇલી અમલદારો, આપણા હાજર ઈમામનો પૈસો ગણવા બેસતા, તે પછી સાબુથી હાથ ધોઈ નાખતા હતા. કારણ કે તે પૈસાનો મેલપણ પેટમાં જવો જોઇએ નહીં. તે માફક કરતાં. કારણ કે આપણા હાજર ઈમામને પૈસો વીધવા બાઈઓ અને ગરીબ બાઈઓ, દરણા દળી, મજુરીઓ કરીને પોતાના પેટને પાટા બાંધીને પૈસો ભેગો કરીને, આપણા હાજર ઇમામને આપે છે. તે પૈસા તમો મેળવો છો, તેથી બુદ્ધી સારી રહેજ ક્યાંથી?

તમારી બુદ્ધીના કામની બુક નંબર (૮) (૯) અને (૧૫)ની છપાવી છે, તે તમોને મોકલી હતી. તે વાંચીને ફરીથી વિચાર કરશો કે તમોએ ગરીબોનો હક્ક કેવી રીતે દબાવી મૂકયો છે, તેનો હેવાલ આપેલો છે.

શું તમો આપણા હાજર ઇમામની ભેટ લઇને ચોપાટી "પંજેભાઇ કલબમાં" તંદુરસ્તી મેળવો? અને આપણા (૪૭)માં ઇમામ આગા અલીશાહની બેફરમાની કરીને ગરીબોનો હક્ક દબાવી રાખ્યો, અને પકાવેલા અનાજની ઘરો ઘર નાંદી કરાવીને પૈસા ભેગા કરવા લાગ્યા છો. તે તમો સારી બુદ્ધીથી કામ કરો છો? કે ભીષ્ટ બુદ્ધીથી કામ કરો છો? તેનો પણ ખુલાશો બહાર પાડશો. તે ઉપરાંત પરેજગાર મુખી મેઘજીભાઈ મુળજીએ આપખુદીથી કેશવજી લાલજીના લગન અટકાવ્યા, અને તમો આપણા હાજર ઇમામની ભેટ લઈને તંદુરસ્તી મેળવીને કેશવજી લાલજી માથે બાપના નામ વગરના નવ જણા, ઉભા કરીને આપખુદીથી કેસ માંડયો. તેમાં કેશવજી લાલજીને "નાત બહાર" કીધો. તે તમોએ સારી બુદ્ધીથી ઈન્સાફ કીધો કે ભીષ્ટ બુદ્ધીથી કીધો? તે નંબર (૭)ની બુક તમોને મોકલી છે, તે ફરીથી વાંચવા મહેરબાની કરશો. જેથી તમારી બુદ્ધીનો વિચાર, તમોજ કરી શકશો.

તે ઉપરાંત વધુ ખાત્રી કરવી હોય તો, દરેક મેમ્બરે એક માણુસ નેમીને, ગામમાં તમારી બુદ્ધીની થતી વાતોની ખબર મંગાવશો તો, તમારી બુદ્ધીની તમોને વધુ ખાત્રી થાશે.

ઉપરના બોલ તમોને કડવા લાગશે, પરંતુ કડવી દવા સીવાય તાવ ઉતરતો નથી, તેજ પ્રમાણે તમારા આપખુદીના કામ બતાવવા વાસ્તે તમને ઉપરના કડવા બોલ લખ્યા છે. તે ઉપરાંત કૌન્સીલનો મેમ્બર મુખી લાલજીભાઈ દેવરાજ આપણા હાજર ઇમામનો ફરમાન અમલમાં મૂકવા, કોમને બોધ કરવા નીકળ્યા છે, તેથીજ હું આપ માવીતરોને આપણા હાજર ઇમામનો ફરમાન અમલમાં મૂકવા વાસ્તે સુચના કરૂં છું.

## મુખી લાલજીભાઇ દેવરાજને હું પુછવાની રજા લઉં છું.

મુખી લાલજીભાઈ દેવરાજ તમોએ કોમને એમ કહેવાને બહાર પડયા છો કે, "આપણા હાજર ઇમામનો ખરો મુરીદ હશે તે, ફરમાનનો અમલ કરશે." આ જગાએ હું મુખી સાહેબનું ધ્યાન ખેંચું છું કે, આપણી કોમમાં ચાર ફુદા ધરાવનાર પોતાને જાહેર કરનાર અગાઉનો વારસ ડાહ્યાભાઈ વેલજીએ "અહમદનગરની કોર્ટમાં" જુબાની

આપી કે, "નામદાર આગાખાનની કોઇ એ ફરમાની કરે, તેને હું ખરાબ કહેતો નથી."

હવે તમારૂં ઉપરનું લખવું ખરૂં કે અગાઉના વારસ ડાહ્યાભાઇ વેલજીની જુબાની ખરી? તેનો પણ ખુલાશો બહાર પાડવા મહેરબાની કરશો. કારણ કે બેઉ તો ખરા થાયજ નહીં.

બીજું આપણા દરખાનાના મુખી અને કામડીયા સાહેબે આપણા હાજર ઇમામની એ ફરમાની કરીને "મહોરમના દશમાનું" જમણ બંધ કીધું.

તેને ખરો અને ચુસ્ત, આપણા હાજર ઈમામનો મુરીદ કહેશો કે નહીં? તેનો પણ ખુલાસો બહાર પાડવા મહેરબાની કરશો. તે ઉપરાંત પુનાની ઇસમાઇલી કૌન્સીલે ઘણી વખત આપણા હાજર ઇમામની એ ફરમાની કરીને પુનામાં કોમને હેરાન અને પાયમાલ કરવા મજલસ ચાલુજ રાખી હતી. તેને આપણા હાજર ઇમામના ખરા અને ચુસ્ત મુરીદ કહેશો કે નહિં? તેનો પણ ખુલાશો બહાર પાડવા મહેરબાની કરશો, જેથી કોમને ખબર પડે કે, આ ખરો મુરીદ કે, આ નામનો મુરીદ?

અગર ઉપરનો ખુલાશો બહાર પાડવા મહેરબાની નહી કરશો તો. દીલગીરી સાથે મારે, કલમ આગળ ચલાવવાની ફરજ પડશે.

# "ઇસમાઇલી આફતાબના" અધીપતીના નોંધનો ટુંક ઉતારો.

ઇસમાઈલી આફતાબ, પુસ્તક ૧લું અંક ૪થો. પાનું (૨૧૫) અને (૨૧૬)

"પુના મુકામે મજલસ કરવામાં આવી હતી, હજારોની સંખ્યા હોવાથી કાર્ય વહાકો તરફથી સગવડતા, બરાબર જળવાઇ હતી નહીં. પરીણામે આપણા પાક હાજર ઈમામે આ મીજલસ છેલ્લી જણાવી હવેથી પુનામાં મીજલસ બંધ કરવાનું જણાવ્યું હતું."

અધીપતીને હું પુછવાની રજા લઉં છું કે ઉપરનો આપણા હાજર ઇમામનો ફરમાન, મજલસ બંધ કરવાનુ હાલમાંજ થયું હતું કે, અગાઉ આપણા હાજર ઈમામે પુનાની મીજલસ બંધ કરવાનો, પુનાની કૌન્સીલને ફરમાન ફરમાવ્યું હતું? અગર પુનાની મીજલસ બંધ કરવાનું ફરમાન ફરમાવ્યું હતું તો તેને કોમને જાણ વાસ્તે જાહેરીમાં શું કામ નહીં લાવ્યા? તેનો પણ ખુલાશો બહાર પાડશો.

"આપણા હાજર ઇમામની ગેરહાજરીને લીધે, કૌન્સીલોનો કારોબાર કંટાળા ભરેલો લોકોને થઇ પડયો હતો, અને તેથી અનેક બાબતો જુદા રૂપમાં બહાર આવી હતી."

ઉપરની શું બાબત કંટાળા ભરેલી હતી? અને શું બાબતો બહાર આવી હતી? તે કોમને જાણ વાસ્તે બહાર પાડશો.

"કાયદા બાંધેલા હોવા છતાં લોકોને જોઇએ તેવો ન્યાય મલતો હતો નહીં, આ બાબતની ફરીઆદી આપણા સરતાજ હાજર ઈમામ પાસે જતાં કૉન્સીલોની, કૌન્સીલોના મેમ્બરોની અને કૌન્સીલના અગ્રેસરોની ફેરબદલી કરી નાખવામાં આવી છે,"

ઉપરના કાયદા કોના ઘડેલા હતા, તેનો ખુલાશો, આપણા હાજર ઇમામ પાસે શું બાબતની ફરીઆદી ગઈ, અને અગ્રેસરોની શું ફેરબદલી થઇ? તેનો ખુલાશો કોમની જાણ વાસ્તે બહાર પાડશો.

"કોમી બંધારણ અને કાયદા કાનુનોમાં ઘટતો ફેરફાર કરવામાં આવ્યો છે."

આ જગાએ હું અધીપતી સાહેબને અરજ કરું છું કે, જ્યાં સુધી કાયદામાં આપણા હાજર ઈમામની સહી ન હોય, ત્યાં સુધી કોમ માથે કાયદાનો અમલ, ઇસમાઈલી અમલદારો ચલાવી શકે નહી તેના કારણ:—

આપણો ઈસમાઈલી આગાખાંની ધર્મ એકજ છે, અને મુરશીદ પણ એકજ છે. તો પછી ઇસમાઇલી અમલ-

દારોએ આપખુદીથી જુદા જુદા ગામના જુદા જુદા કાયદા ઘડવાનું કારણ શું?

બીજું આપણી કોમમાં આખી દુનીઆમાં "મુંબઈની દરખાનાની ઇસમાઇલી કૌન્સીલ કહેવાય છે. તેણે કોમના કાયદા ઘડયા નથી, અને જુદા જુદા ગામની ઇસમાઇલી કૌન્સીલે કોમને હેરાન અને પાયમાલ કરવાના કાયદા ઘડયા છે, તેનું કારણ શું? તેનો પણ ખુલાશો બહાર પાડવા મહેરબાની કરશો.

જ્યાં સુધી આપણા હાજર ઇમામની કાયદાની બુકમાં સહી નહીં હોય, ત્યાં સુધી કોમને હેરાન અને પાયમાલ કરનાર ઇસમાઈલી અમલદારો કોમને આપખુદીથી કાયદા ઘડીને હેરાન કરે છે, એમ સમજાશે.

## કરાંચી મુકામે ધોરાજીની જમાતની મેમાની.

"ઇસમાઇલી આફતાબ" પુસ્તક ૧લું અંક ૪થો. પાનું (૨૨૫) અને (૨૨૬)

"કરાંચી મુકામે ધોરાજીની જમાતે આપણા હાજર ઇમામને મેમાની કરી હતી. મી૦ બુધવાણીએ કાઠીયાવાડમાં લગન પ્રસંગની કેટલીક રસમો અસભ્યતા ભરેલી અને અણુછાજતી છે." એમ આપણા હાજરૂ ઇમામને અરજ કરી હતી.

"બાદ હાજર ઇમામે ફરમાવ્યું કે એ રસમ શું છે? મી૦ બુધવાણીએ જણાવ્યું કે નીકા પછી ખોબા ખોબીની રમત રમવામાં આવે છે, તેમાં કેટલીક બેઅદબી થાય છે. વહુ વરરાજાના પગ ધોઇને પીવામાં આવે છે વીગેરે ઘણા ખરાબ રીવાજો હસ્તી ધરાવે છે."

"તેના જવાબમાં મોલાના હાજર ઈમામે ફરમાવ્યું કે તે ઘણુંજ ખરાબ છે. હમણાને હમણા સુપ્રીમ કૌન્સીલને તથા બધી કાઠીયાવાડની કૌન્સીલોને મારા નામથી લખો કે નીકા સીવાય કાંઈ પણ રસમ આપણા મઝહબમાં વાઝબ નથી."

મી૦ બુધવાણીએ આપણા હાજર ઇમામને ઉપરની અરજી કરીને લગન વખતે થતાં ગેરવાજબી રીવાજોનો અટકાવ કર્યો, તેના વાસ્તે હું તેને શાબાશી અને ધન્યવાદ આપું છું. અને નીચેના સવાલ પુછવાની રજા લઉં છું:—

(૧) આપણા મીશનરીઓ મજલસોમાં અને જમાતખાનાઓમાં બાઈઓ અને ભાઇઓની વચમાં અનિતિનું વાએજ કરે કે, કોઈ બાઈ "રતન દઇને રતન લીયે તો, હલાલનું થાય, અને રતન દીધા વગર રતન લીયે તો હરામનું થાય."

ઉપરના અનિતિભર્યા વાએજ કરનાર મીશનરીઓને અટકાવવાની આપણા હાજર ઇમામ પાસે શું કામ અરજી

નહીં કીધી? શું ઉપરના લગનના રીવાજ કરતાં, એ વાસેજ સારૂં હતું? જેથી અરજી નહીં કીધી?

(૨) તમારા ગામ ધોરાજીના મુખી અને કામડીયા સાહેબે નીકા અટકાવીને "મોટા કામ" વાસ્તે પોણોસો રૂપીયા કઢાવ્યા, એ શું મુખી અને કામડીયા સાહેબે સારો રીવાજ ચાલુ કીધો? તેની મેં ધોરાજીના મુખી અને કામડીયા સાહેબને અરજી કીધી કે, અલીભાઈ વાલજીના છોકરાની નીકા અટકાવીને "મોટા કામ" વાસ્તે કામને હેરાન કરવાના "ઈસમાઈલી કાયદાની" કઈ કલમથી કઢાવ્યા?

તેની મેં અરજી કીધી હતી. તેનો જવાબ નહીં મલવાથી, અગાઉના વારસ હબીબભાઇ કાસમને અરજી કીધી હતી. પરંતુ મારે દીલગીરી સાથે કહેવું પડે છે કે, તેણે પણ મને જવાબ આપ્યો નહી. કારણ કે ઉપર પ્રમાણે નીકા અને મરણ અટકાવીને પૈસા કઢાવનારને ઉત્તેજન દેનાર અને મદદ કરનાર, સરદાર પોતેજ હતો, તેથીજ તેણે જવાબ નહીં આપ્યો? આ જગાએ હું મી૦ બુધવાણીને પુછવાની રજા લઉં છું જે, ઉપરની બાબત આપણા હાજર ઇમામ પાસે અરજી શું કામ નહીં કીધી? ઉપરની નીકા અટકાવીને મુખી અને કામડીયા સાહેબે પૈસા કઢાવ્યા, તે સારૂ કામ હતું, જેથી અરજી નહીં કીધી?

ઉપરનો ખુલાશો "ઈસમાઈલી આફતાબમાં" બહાર પાડવા મહેરબાની કરશો. અગર તેમ નહીં કરશો તો ઉપરની અરજી છપાવીને કોમની જાણ વાસ્તે જાહેરીમાં લાવવાની મને ફરજ પડશે.

## દરખાનાની ઈસમાઇલી કૌન્સીલને યાદી.

જાવક નંબર (૩૧) મુંબઈ તા. ૫–૬–૧૯૨૦

હોશિઆર અને કેળવાયલી દરખાનાની ઈસમાઈલી કૌન્સીલ અને મુખી કામડીયા સાહેબ જોગ.

હું આપ માવીતરોને નીચેની યાદી આપનાર રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાના યા અલી મદદ વાંચશો.

આપ માવીતરોએ આપણી કોમ માથે અમલદારી ભોગવીને આપખુદી ચલાવીને આપણા ધર્મ અને આપણા હાજર ઇમામના ફરમાન વિરૂદ્ધ ગરીબોનો હક્ક છીનવીને હેરાન અને પાયમાલ કરી રહ્યા છો. તેની મેં આપ માવીતરોને ઘણી અરજીઓ કીધી, પરંતુ તેનો જવાબ આપવાને બદલે તમો માવીતરોએ કેવા આપખુદીના કામ કીધા છે, તે મારી અરજીઓ અને એકથી પંદર નંબરની બુકો વાંચશો તો, તમારા કામ ખુલે ખુલા તમોને દેખાઇ આવશે. તે ઉપરાંત વધુ ખાત્રી કરવી હોય તો, દરેક મેમ્બરે પોતા તરફથી એક, એક, માણસ નેમીને ગામમાં તમારા

વિશે, થતી વાતોની ખબર મંગાવશો, જેથી તમોને વધુ ખાત્રી થશે.

આપ માવીતરોને યાદ આપું છું કે, જ્યારે બગડે છે, ત્યારે દુધજ બગડે છે, છાસ બગડતી નથી. તેથી હું આપ માવીતરોને માનપૂર્વક અને આજીજીથી યાદ આપું છું કે, ખુદાને હાજર સમજીને કોમનો હક્ક નીયા કરશો, અને કોમને હક્ક રસ્તે દોરવશો, જેથી તમારી દુનીઆમાં વાહવાહ બોલાય અગર તેમ નહીં કરશો, અને તમારી અગાઉની રીત ચાલુ રાખશો, તો નીચે દાખલા આપું છું, તે પ્રમાણે થવાનો વખત આવશે.

દાખલા તરીકે:—તમારા આપખુદીના કામને કોઈ નામદાર સરકારની અદાલતમાં લઇ જાશે, તો આપણા દરખાનાના મુખી મેઘજીભાઇ મુળજી જેવા "નામદાર સરકારની અદાલતમાં" જાહેર થશો. અગર તમારા કામને આપણા હાજર ઈમામ ધ્યાનમાં લેશે તો, અગાઉના વારસ હબીબ ભાઈની માફક સત્તા ખેંચાઇ જશે.

અગર નહીં તો, "મોટા કામડીયા જાફરભાઇ પ્રધાન" જેવું, તમોને કીંમતી ઈનામ મલવાનો સંભવ રહેશે.

હું ફરીથી આપ માવીતરોને યાદ આપું છું કે, "આપણા હાજર ઇમામે" તમારી રીત સુધારવા જે

"ચાન્સ" આપી છે, તે "ચાન્સ"નો શુદ્ધ ઉપયોગ કરશો, એવી હું આશા રાખું છું.

દાખલા તરીકે:—અગાઉના વારસ હબીબભાઇને તમો કૉન્સીલે "જુનાગઢમાં" જઇને "આપણા હાજર ઈમામના" હુકમથી સુધરવાની "ચાન્સ" આપી. પરંતુ અગાઉના વારસ હબીબભાઇએ પોતાની રીત સુધારી નહીં, અને અગાઉની રીત ચાલુજ રાખી. તેથી હાલમાં "આપણા હાજર ઇમામે" તેના સત્તા ખેંચી લીધી, અને અમલદારોમાં ફેરફાર કરી નાખવાને મહેરબાની કીધી. તેજ પ્રમાણે તમારા ઉપર "આપણા હાજર ઈમામે" રહેમ બક્ષીસ કરીને તમારી રીત સુધારવાનો તમોને "ચાન્સ" આપી છે. તે ચાન્સનો શુદ્ધ ઉપયોગ કરશો, એવી હું આશા રાખું છું. એટલું તો યાદ રાખવું કે દુનીઆમાં કોઇનો જુલમ ટકી રહ્યો નથી, અને ટકી રહેશે પણ નહીં. તેથી હું ફરીથી આપને યાદ આપું છું કે કોમને હક્ક રસ્તે દોરવીને હક્ક નીયા આપશો, જેથી દુનીઆમાં તમારી વાહવાહ બોલાય.

આની નકલ મુખી મેઘજીભાઈ મુળજીને પણ મોકલી છે.

(શી૦) રહેમતુલા ઇસમાઇલ ત્રીજોરીવાળાના

યા અલી મદદ વાંચશો.

ઠે૦ ત્રાંબાકાંટા પાયધોની મું. મુંબઈ.

# નીચેની બુકો તૈયાર છે.

—o—

"ડાહ્યા વારસની બદનક્ષીના કેસના બે ભાગ.

"ઇસમાઇલી અમલદારો, મીશનરીઓ, અને પંજે-ભાઇઓને પુછેલા સવાલ" બુક નં૦ (૧૨)

"મુંબઇની કેળવાયલી ઇસમાઇલી કૌન્સીલના ઇન્સાફ કે કાવત્રાં." બુક નં૦ (૮) અને (૯)

"મુખી મેઘજીભાઇ મુળજીનો છટકો અને કેશવજીનો ફટકો." બુક નં૦ (૭)

"બાહોશ ઇસમાઇલી કૌન્સીલના આપખુદીના કામ જોવાનો આરીસો." બુક નં૦ (૬)

"વારસોએ આપખુદીથી કોમ માથે નાખેલા કર અને વરતાવેલો કેર." બુક નં૦ (૪) અને (૫)

**દરેક ભાગનો એક આનો.**

"રહેમતુલાના કેસની બુક" ભાગ ૧—૨—૩

દરેક ભાગની કીંમત ત્રણ આના પોસ્ટ જુદું.

મળવાનું ઠેકાણું:—

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાળા,**

ઠે ત્રાંબાકાંટા, પાયધોની, મુંબઇ.

## નવા પલેટની અખંડ વારેલી પેટંટ તીજોરી

**રહેમતુલાની નવી શોધની ચોરી પકડવાન**

**અખંડ વારેલી પેટંટ તીજોરીઓ.**

**આગમાં બળે નહીં, ચોરથી ખુલે નહીં,**

**ખોલે તો ચોરી પકડાય.**



તીજોરીની ખરી
ખોવાઇ જાય અને બ
મલે તો, તેનાથી ત
ખુલે નહી; ધણીની ગે
રીમાં તીજોરી ખોલવા
તો તીજોરી ખુલે નહીં.
ધણીને ખબર પડે છે.
ચોરી પકડાય છે.

તીજોરી અખંડ વ
એકજ ટુકડાની અને અ
ગેરન્ટી.

વધુ ખુલાસા માટે ભાવનું કેટલોક મંગાવો.

તીજોરી મળવાનું ઠેકાણું.

**રહેમતુલા ઇસમાલ ત્રીજોરીવાલા.**

ઠે૦ ત્રાંબાકાંટા, પ ધોની, મુંબઇ.